ભગિની સમાજ પત્રિકા માળા, નં. ૧૮

# સેવાભગિની નિવેદિતા.

લેખક—સાકરલાલ અમૃતલાલ દવે.

બી. એ., અમદાવાદ.

પ્રકાશક—કરસનદાસ જગજીવનદાસ ચીતલીયા,

ઑ. સેક્રેટરી, ભગિની સમાજ

ઠે–હિન્દ સેવક સમાજ, ગિરગામ, મુંબઈ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

માર્ચ, સને ૧૯૧૭.



અમદાવાદ શાહપુર વનમાળીવાંકાની પોળમાં "અંબિકા વિજય." પ્રિન્ટીંગ

પ્રેસમાં પટેલ લખમીચંદ હીરાચંદે છાપ્યું.



કિમ્મત ૦–૧–૦

# સેવાભગિની નિવેદિતા

૧. સર્વ મનુષ્યોના અન્તરાત્મામાં પેસીને તેમનું દુઃખ હું વ્હોરી લઉં અને તેમને દુઃખરહિત કરૂં એટલું જ ઈશ્વર પાસે માગું છું:—શ્રીમદ્ ભાગવત.*

૨. કરુણા સર્વને ઉપકારક છે, લક્ષ્મી નહિ; ધર્મ અખંડ પ્રકાશ આપનાર છે, દીવો નહિ; આબરૂ આનન્દ આપનાર છે, જોબન નહિ; પુણ્યનાં કાર્યો સ્થાયી છે, જીવતર નહિ:—ધર્મરાજગીતા.+

ઈ. સ. ૧૮૯૮ ના આરંભથી ઑકટોબર ૧૯૧૧ માં પોતાના મરણ પર્યન્ત લગભગ ચૌદ વરસ સુધી જે ઉદારચરિત્ર વિદેશી સન્નારીએ આપણા ગરીબ દેશને પોતાનો કરી લીધો, આપણાં

---

* आर्ति प्रपद्येऽखिलदेहभाजाम्
अन्तःस्थितो येन भवन्त्यदुःखाः ॥

\+ सर्वोपजीव्या करुणा न लक्ष्मीः
धर्मः प्रकाशः सततं न दीपः ।
यशांसि रम्याणि न यौवनानि
स्थिराणि पुण्यानि न जीवितानि ॥

અનેક વિકટ દુઃખો સ્વેચ્છાથી પોતાને માથે વ્હોરી લીધાં, પોતાના દેશના સુખવૈભવ તજી આપણો ઉદ્ધાર કરવાના ભગીરથ પ્રયત્નો આદર્યા, અને આપણે જેમ ભગવાનને નૈવેદ્ય ધરાવીએ છીએ તેમ હિન્દમાતાને ચરણે જેણે પોતાની સર્વ શક્તિઓ અને છેવટે પ્રાણ પણ નિવેદિત કર્યા, તે સાર્થક–નામ–ધારી સેવિકા નિવેદિતાનું યશોગાન ગાનાર ખરેખર ભાગ્યશાળી છે.

દરેક દેશની ચડતીને સમયે તેમાં એવી એવી વ્યક્તિઓ ઉત્પન્ન થાય છે અથવા ભાવિબળે બહારથી આવી ચડે છે, કે જેમનું જીવન જ આસપાસના વાતાવરણને સચેતન બનાવે છે અને દેશહિતનાં મોજાં આખા દેશમાં પ્રસારે છે. આપણા દેશના વર્તમાન યુગની આવી અનેક વ્યક્તિઓમાં નિવેદિતા ઘણે ઊંચે આસને વિરાજે છે એ સમઝાવવાનો આ પત્રિકાનો ઉદ્દેશ છે.

તા. ૨૮ મી ઑક્ટોબર ૧૮૬૭ ને રોજ આઇરિશ કુળના મિ. નોબલ નામના એક ધર્મગુરુને ત્યાં નિવેદિતાનો જન્મ થયો હતો. તેનો પિતા એટલો ધર્મિષ્ઠ હતો કે માન્ચેસ્ટરના ગરીબ લોકની સેવામાં તેણે પોતાનું ટૂંકું પણ ઉજ્વળ જીવન ગાળ્યું હતું. તે ૩૪ વરસની વયે દેવલોક પામ્યો હતો. પિતાની ધર્મ-નિષ્ઠતા પુત્રીમાં ઊતરી હતી, અને એક પ્રસંગે તેના પિતાના એક મિત્રે તે કન્યાના મ્હોં ઉપરનું બ્રહ્મતેજ જોઇ ભવિષ્ય ભાખ્યું

હતું કે આ છોકરી જનસેવામાં જ પોતાનું જીવન ગાળશે. અને ખરેખર બન્યું પણ તેમ જ, એ આપણે સારી પેઠે જાણીએ છીએ.

નિવેદિતાનું મૂળ નામ માર્ગરેટ હતું. ન્હાનપણથી જ માર્ગરેટને તે વખતના વિખ્યાત શિક્ષણશાસ્ત્રીઓના સમાગમનો લાભ મળ્યો હતો, અને તેનું લક્ષ કન્યાઓની કેળવણી ઉપર ખાસ ગયું હતું. આરંભમાં પોતે કેટલીક નિશાળોમાં મહેતી તરીકે કામ કર્યું, પછી વિમ્બલ્ડન નામના એક ગામમાં એક સ્વતન્ત્ર કન્યાશાળા કહાડી. આ શાળામાં કન્યાઓની કેળવણીને સંપૂર્ણ બનાવવાના પ્રયાસ કર્યા. તેણે ફ્રૂબલ ને પેસ્ટેલૉઝીનાં શિક્ષણ-સૂત્રોનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો અને કિન્ડર્ગાર્ટન પદ્ધતિનું રહસ્ય સારી પેઠે મનમાં ઊતાર્યું હતું. પણ તે ઉપરાંત તેનામાં સ્વાભાવિક શિક્ષકબળ એટલું બધું હતું, કે આગળ ઉપર લખેલી પોતાની *'હિન્દુ ધર્મની બાળવાર્તાઓ' તે અંગ્રેજ બાળકોને શીખવતી ત્યારે તેમને સર્વને હિન્દુસ્થાનમાં આવી વસવાનો અપૂર્વ ઉત્સાહ આવતો.

શિક્ષણ–ખાસ કરીને કન્યાઓનું શિક્ષણ–એ તેણે પોતાનો વિષય કરી લીધો હતો; એટલું જ નહિ, પણ તેની બુદ્ધિ એવા ઊંચા પ્રકારની હતી કે આજથી ૨૫ વરસ ઉપર લંડનમાં તેના

---

* Cradle Tales of Hinduism.

જ પ્રયત્નથી 'સીસેઇમ કલબ' નામનું એક સામાજિક મંડળ સ્થાપવામાં આવ્યું હતું અને તે મંડળની તે એક નાયિકા હતી; સ્ત્રીપુરુષોને એકઠાં મળી કામ કરવાની આવી સંસ્થાઓ તે વખતે ત્યાં પણ બહુ થોડી જ હતી.

પરંતુ આપણા દેશના ઉત્કર્ષને માટે વિધિએ નિર્મેલી વ્યક્તિને હવે ઝાઝો વખત ઇંગ્લંડમાં રહેવાનું ન્હોતું. સને ૧૮૯૩માં અમેરિકામાં શિકાગોના પ્રદર્શન વખતે ત્યાં એક મ્હોટી ધાર્મિક સભા ભરવામાં આવી હતી. તે પરિષદમાં હિન્દુસ્થાન તરફથી હિન્દુ ધર્મનું મહત્ત્વ પ્રતિપાદન કરવાને આપણા જગવિખ્યાત બંગાળી સ્વામી વિવેકાનન્દ ગયા હતા. તેમણે 'હિન્દુઓની ધાર્મિક ભાવનાઓ' વિષે એવું ધાર્મિકતાથી ભરપૂર વ્યાખ્યાન કર્યું હતું, કે તેથી અમેરિકનો ચકિત થઇ ગયા અને સ્વામીને હિન્દુ ધર્મ વિષે વ્યાખ્યાનો આપવાને નિમન્ત્રણ ઉપર નિમન્ત્રણ થવા લાગ્યાં. ભારતવાસીનું સ્વમાન અને હિન્દુ ધર્મની ઉત્કૃષ્ટતા--એ બે વાનાં સ્વામીએ અમેરિકામાં સ્થાપિત કર્યાં. પછી ૧૮૯૫ ના નવેંબરમાં સ્વામી ઇંગ્લંડ જઇ પહોંચ્યા અને ત્યાં લંડનમાં ઉપદેશ કરવા લાગ્યા. તે પ્રસંગે મિસ નોબલ પણ તેમનાં વ્યાખ્યાનો સાંભળવા જતી. ત્યાંથી વિવેકાનન્દ પાછા અમેરિકા ગયા ને ૧૮૯૬માં પાછા લંડન આવ્યા ત્યારે માર્ગરેટને તેમનો નિકટ સમાગમ થવાનો પ્રસંગ આવ્યો. ઘણા ઉત્સાહથી તેણે સ્વામી

જોડે ધાર્મિક સંવાદો કરવા માંડયા અને અન્તે સ્વામીની ધર્મસંબન્ધી ઉદારતાથી પ્રેરાઇ તે તેમની પરમ ભક્ત શિષ્યા બની. હિન્દુસ્થાન આવી અહીંની સ્રીઓ તથા કન્યાઓની કેળવણીમાં સાહ્ય આપવા સ્વામીએ સૂચન કર્યું તેથી માર્ગરેટે તેમ કરવાનો નિશ્ચય કર્યો. સ્વામી ૧૮૯૬ની આખરે દેશ પાછા આવ્યા, અને ૧૮૯૮ના જાન્યુઆરીમાં મિસ માર્ગરેટ નોબલે હિન્દમાં પહેલ વ્હેલાં દર્શન દીધાં.

સ્વામી વિવેકાનન્દના ગુરુ રામકૃષ્ણ પરમહંસના આશ્રમમાં જોડાઈ નિવેદિતા નામ ધારણ કરી આ વિદેશી બાઈએ આપણી સ્રીઓની કેળવણી તરફ પોતાની બુદ્ધિ અને શક્તિનો ઉપયોગ કરવા માંડયો. કેટલાક મિશનરીઓની પેઠે શહેર બહાર ઉત્તમ બંગલાઓમાં રહી, ગાડીઘોડે બેસી, સાઇકલો દોડાવી, લોકનું કલ્યાણ સાધવાનો રસ્તો આ બાઇએ લીધો નહિ. તેનું પરમ કરુણામય હ્રદય આવો માર્ગ કેમ લે? ખુદ કલકત્તાના ઉત્તર ભાગમાં બાગ બજારની બૉઝપરા લેઈનમાં (ગલીમાં) ચુસ્ત જૂના વિચારના લોકની મધ્યે તેણે એક ન્હાનું ઘર રાખ્યું અને ત્યાં રહેવા માંડયું. આ સંબન્ધમાં આપણા જગવિખ્યાત વિજ્ઞાનશાસ્રી જગદીશ ચન્દર બોઝનાં પત્નીની તેણે સલાહ લીધી હતી ત્યારે તેમણે અનેક શંકાઓ ને ભય બતાવ્યાં હતાં. પણ અદ્‌ભુત કરુણા ને અદ્‌ભુત ધૈર્ય શું ન કરી શકે?

પ્રથમ તો તેણે ઘરમાં નોકરચાકર ન રાખતાં બધું કામ હાથે જ કરવા માંડયું. આડોશીપાડોશીને ના રુચે એવો ખોરાક ન ખાતાં કેવળ ફળાહાર પર રહેવા માંડયું. ધીમે ધીમે કોઈ દયાળુ પાડોશી કાંઈ ખાવાનું આપી જાય તે ખાઈ નિર્વાહ કરવા માંડ્યો. એમ કરતાં કરતાં ઘણાંની ખાતરી થઈ કે આ કોઈ સાધ્વી સ્ત્રી રહેવા આવી છે. ધીમે ધીમે પોળનાં છોકરાં નિવેદિતાને ત્યાં એકઠાં થવા લાગ્યાં, એટલે તરત જ તેણે એક કિન્ડર્ગાર્ટન સ્કૂલ કહાડી. છોકરાંને ગંમત પડવા લાગી એટલે વાત માતાઓને કાને પહોંચી. ત્યાર પછી મ્હોટી ઉમરની સ્ત્રીઓ પણ આવવા લાગી, અને તેમને સારૂં એક સ્ત્રીશિક્ષણવર્ગ ઉઘાડવામાં આવ્યો. આવી રીતે પ્રત્યક્ષ શિક્ષણની સાથે નિવેદિતાબાઇએ ઘણું ઉપયોગી પરોક્ષ શિક્ષણ આપવું શરૂ કર્યું. સ્હવારમાં વ્હેલાં ઊઠી પોતે જાતે આખી પોળ વાળી સાફ કરે, અને ઉપદેશ કરતાં દાખલાથી જ અસરકારક પરોક્ષ શિક્ષણનો આશ્રય લે. આ પરોપકારિતાની અસર કેમ ન થાય? પોળની સર્વ સ્ત્રીઓ સ્વચ્છતાના નિયમ ને લાભ સમઝવા લાગી અને તેમના પ્રયત્નથી ગંદી ગલી સુન્દર બગીચા રૂપ થઇ ગઇ.

આ અરસામાં કલકત્તામાં પ્રથમ પ્લેગનો ઉપદ્રવ થયો. નિ-વેદિતા તત્પર જ હતી. પોતે જાતે પ્લેગવાળા ભાગમાં જાય, દરદી-

ઓની સારવાર કરે, અને સર્વને બને તેટલી મદદ કરે. કહે છે કે પ્લેગથી પીડાતું એક બાળક તો એના ખોળામાં જ—જાણે પોતાની માના ખોળામાં હોય તેમ—એને બાઝીને મરી ગયું. આનું નામ ખરેખરી સેવિકા! આનું નામ ખરેખરી માતા!! ઘણો પરિશ્રમ કરી ઉત્તર કલકત્તામાંથી તેણે પ્લેગને નાબુદ કર્યો.

બોઝપરા લેઇનમાંનું નિવેદિતાનું ઘર હવે વિખ્યાત થઈ ગયું હતું, અને ઘણા ઘણા બુદ્ધિશાળી મહાત્માઓ ત્યાં એકઠા થવા લાગ્યા: કાઉન્સિલના સભાસદો, બંગાળાના રાજદ્વારી પુરુષો, હિન્દુસ્થાનના કલાકોવિદો, વિદ્વાનો, શિક્ષકો, વક્તાઓ, વર્તમાનપત્રકારો, વિદ્યાર્થીઓ, રામકૃષ્ણ મિશનના પ્રવાસીઓ, ધાર્મિક નેતાઓ, વગેરે, વગેરે. વિવિધ પ્રકારના વિષયો પર ચર્ચાઓ થવા લાગી અને દેશહિતના માર્ગો શોધાવા લાગ્યા. આ સર્વમાં નિવેદિતાની નિર્મળ ને દૂરગામી બુદ્ધિ સર્વને સુરુચિકર થઇ પડી. નિવેદિતાની સાથે એક બીજી યૂરોપીઅન સેવિકા હતી. તે બાઇ પણ શિક્ષણકળામાં પ્રવીણ હતી, તેથી પોતાની નિશાળનો ઘણોખરો ભાર તેને શિર નાંખી નિવેદિતાએ હવે પુસ્તકો લખવાનું કામ શરૂ કર્યું. બધાં મળી તેનાં સાત પુસ્તકો પ્રસિદ્ધ* થયાં છે ને બીજાં ચાર હજુ

---

* આ ત્રણ ખાસ વાંચવા જેવાં છે:

(૧) The Web of Indian Life,

(૨) Cradle Tales of Hinduism,

(૩) Studies from an Eastern Home.

અપ્રસિદ્ધ છે. તે ઉપરાંત માસિકોમાં અનેક નિબન્ધો* વગેરે લખેલા તે જુદા. તેના લખાણની શૈલી એવી સરળ ને જોમદાર હતી કે તેનું સર્વ લખાણ આતુરતાથી વંચાતું. જેવી તે એક કુશળ લેખક હતી તેવી એક અસરકારક વકતા પણ હતી. તેનાં ભાષણો સાંભળવાને સેંકડો લોકો—ખાસ કરીને જુવાનીઆઓ—એકઠા થતા. અને કેટલાક પીઢ જનોનું એમ ખાસ માનવું છે, કે બંગાળાની નવી સ્વદેશભક્તિની ખરી ને સાચી લાગણી જગાવવામાં નિવેદિતાનાં ભાષણોએ ઓછું કર્યું નથી. ચૈતન્ય લાઇબ્રેરી ઊઘાડતી વખતે 'કેવાં પુસ્તકો વાંચવાં' એ વિષેનું એનું વ્યાખ્યાન જેટલું ઉદ્બોધક છે તેટલું જ ઊંચી બુદ્ધિ ને વિશાળ હૃદયનું પરિણામ છે. દેશની સેવા—મનુષ્યમાત્રની સેવા—એ જ ખરો ધર્મ છે, અને પ્રત્યેક સ્ત્રીપુરુષે બને તેટલો સ્વાર્થત્યાગ કરી કંઈ ને કંઈ કલ્યાણકારી કામમાં ખંતથી મંડવું જોઈએ—આ સિદ્ધાન્ત બંગાળના યુવકવર્ગના મન પર ખાસ જોરથી નિવેદિતાએ ઠસાવ્યો હતો.

પોતે આ સિદ્ધાન્ત પોતાના જીવનમાં વણી લીધો હતો તે ડગલે ડગલે જણાઇ આવતું હતું. તેના ઘરમાં અનેક વિધવાઓ ને અનાથ બાળકો સાન્ત્વન ને વિશ્રાન્તિ પામતાં. પ્લેગ વખતે

* Select Essays of Sister Nivedita.

તેણે બજાવેલી અપૂર્વ સેવા બંગાળામાં તાજી જ હતી. અને આ વખતે પૂર્વ બંગાળમાં ભારે રેલ આવી ત્યારે અનેક ગામડાંઓ-માં ફરી, પાણીમાં કાદવમાં ને કીચડમાં જાતે ફરી, ઘણાં નિરા-ધાર માણસોને તેણે મદદ કરી હતી. આ રેલ વખતે તેણે એટલું બધું દેહકષ્ટ વેઠયું કે તેથી તેને મેલેરિયા તાવ લાગુ પડયો. ઘણી દવાઓ કરતાં છતાં આ બ્રહ્મચારિણીનું દૃઢ કાઠું ગગડી ગયું, શરીરની શકિત ઘણી ઓછી થઇ ગઈ, અને તે પાછી પ્રાપ્ત કરી શકાઇ નહિ.

જેમ કુટુંબનાં ન્હાનાં મ્હોટાં માણસોને પોષણ રક્ષણ વગેરે માતા તરફથી મળે છે તેમ સમગ્ર દેશ પ્રત્યે માતૃભાવ ધરાવનાર વ્યક્તિ આપણી દૃષ્ટિએ આ પ્રથમ જ આવે છે, એમ ડૉ. રવી-ન્દ્રનાથ ઠાકુર કહે છે. આપણી સ્ત્રીઓ ધારે તો કુટુંબની બહાર પણ પોતાનું વાત્સલ્ય માતાની પેઠે જ દાખવી શકે. જ્યારે જ્યારે નિવેદિતાએ હિન્દ વિષે અથવા હિન્દની સ્ત્રીઓ વિષે ઉચ્ચાર કહાડયો છે ત્યારે ત્યારે 'આપણો દેશ' અથવા 'આપણી સ્ત્રીઓ' એ જ શબ્દો વાપર્યા છે. હિન્દ સાથે તે એટલી બધી એકતાન થઇ ગઇ હતી. તેની સાથે સકળ વિશ્વનાં મનુષ્ય ઉપર એનો એટલો બધો અનિવાર્ય પ્રેમ હતો કે છેક પામર પ્રાણીમાં પણ તે મનુષ્યત્વની મહત્તા જોઇ શકતી હતી.

નિવેદિતાનાં લખાણુમાંથી એમ સ્પષ્ટ સમઝાય છે કે આપણી પ્રાચીન તેમજ અર્વાચીન ભાવનાઓનું રહસ્ય તે પોતે ઘણી સારી રીતે સમઝી શકી હતી. એક વિદેશી સંસ્કારવાળી બાઈ આપણું હૃદય કેવું ઓળખી ગઈ હતી તે બતાવવાને એક પુરાવો નીચે આપ્યો છે. પ્રસિદ્ધ નાયગારાનો જળધોધ ગંગા નદીમાં હોત, તો ત્યાં "ગંમતની પાર્ટીઓ ને રેલ્વે મુસાફરીઓને બદલે વરસે વરસે કે મહીને મહીને પૂજા કરનાર લોકોનાં ટોળેટોળાં આવત. હોટેલોને બદલે દેવાલયો બંધાત. દાંભિક સમૃદ્ધિને બદલે તપશ્ચર્યા નજરે પડત. તેની ગંજાવર શક્તિને મનુષ્યના સુખવૈભવના સાધન તરીકે લેવાની ઇચ્છાને બદલે, દેહમાંથી મુક્ત થઇ બ્રહ્મસાક્ષાત્કારનો અત્યાનન્દ અનુભવવાની અતિતીવ્ર ઉત્કંઠા જણાત."*

અર્વાચીન હિન્દુસ્થાન જેવા ગાઢ અજ્ઞાનમાં ડૂબેલા દેશનું કલ્યાણ કરવા તત્પર થવું એ વિચાર ઘણાને નિરાશ ને નિરુત્સાહ કરી દે છે. પરંતુ જે અપૂર્વ આશા ને ઉત્સાહથી નિવેદિતાએ પોતાનાં સઘળાં કાર્યો કર્યાં, સર્વ સંકટો વેઠયાં, ને અન્તે દેહ પણ પાડ્યો, એનો વિચાર કરીએ તો આપણી નિરાશા ને ઉત્સાહભંગ નાશ થવાં જોઇએ. એણે કદી પણ નિરાશાનો શબ્દ ઉચ્ચાર્યો નથી એનું કારણ એમ સમઝાય છે કે તેનું સર્વ જીવન સ્વાર્થ-

---

* Tho Web of Indian Life.

રહિત હતું. મિત્રોને માટે, હિન્દને માટે, હિન્દનાં સ્ત્રીપુરુષોને માટે એણે પોતાનાં બધાં કાર્યો કર્યાં હતાં. એક પણ કામમાં સ્વાર્થને પેસવા દીધો ન હતો. ખરેખર, જ્યાં સાચી પરમાર્થ બુદ્ધિ હોય છે ત્યાં આશા ને ઉત્સાહ સિવાય બીજું શું હોઇ શકે? ગીતા એ એનું અતિપ્રિય પુસ્તક હતું; અને ગીતાનું રહસ્ય સમજનાર-ને નિર્વેદ અથવા શોક કે નિરુત્સાહ કેમ થાય?

હિન્દના લગભગ બધા ભાગમાં નિવેદિતાએ મુસાફરી કરી હતી, અને એક વાર લાહોર શહેર જોતી વખતે બનેલો એક બનાવ નોંધવા જેવો છે. પોતાના એક હિન્દી મિત્ર જોડે પગે ચાલીને તે લાહોરમાં ફરવા નીકળી હતી, એવામાં લોકનું એક ટોળું નજરે પડયું. યૂરોપીઅન મડમ આવતી જોઇને ત્યાં ઊભેલા એક પોલીસ અમલદારે લોકોને હડસેલા મારી હઠાવવા માંડયા ને નિવેદિતાને માટે માર્ગ કરવા માંડયો. આ જોઇ નિવેદિતાના મુખ ઉપરનું સ્વાભાવિક કોમળ સ્મિત પલટાઇ ગયું અને મહા-કાળીની પેઠે પેલા અમલદાર પાસે જઇ કહેવા માંડયું: "આ લોકોને હડસેલા મારી હઠાવવાનો તમને શો હક છે? તમારા પર ફરિયાદી કરવી જોઇએ." અમલદાર તો ઝંખવાણો પડી ગયો. પછી પેલા મિત્રે કહ્યું કે અમારા દેશમાં આની કાંઈ નવાઇ નથી. નિ-વેદિતાને ઘણું આશ્ચર્ય લાગ્યું અને પ્રથમ તો તેણે આ વાત માની પણ નહિ. જ્યાં સુધી આપણા અમલદારો સમજશે નહિ કે

અમલદારી એટલે પ્રજાની સેવા, અમલદાર એટલે પ્રજાનો સેવક, ને મ્હોટો અમલદાર એટલે પ્રજાનો મ્હોટો સેવક, ત્યાં સુધી આપણા દેશનો ઉદ્ધાર દૂર છે.

આ ભગવતી બાઇના જીવનમાંથી આપણે પ્રત્યેક કંઈક બોધ લઇએ અને તે પ્રમાણે વર્તીએ તો ખરેખર સુભાગ્યની વાત છે. આપણી સ્ત્રીઓની ઉન્નતિ સ્ત્રીઓ જ કરી શકશે એમ મ્હને લાગે છે. પુરુષોની મદદ ઉપયોગી થશે ખરી, પણ તે ઘણે થોડે અંશે. અને ભર્તૃહરિએ અન્ય પ્રસંગમાં કહ્યું છે તે અહીં લાગુ પાડીએ તો "અત્યન્ત પ્રેમના વેગથી જે કાર્ય સ્ત્રીઓ આરંભે છે તેમાં વિઘ્ન નાંખવાને બ્રહ્માની પણ તાકાત નથી." જરૂર છે માત્ર સાચા પ્રેમની.

નિવેદિતાના મરણ પ્રસંગે એના જેવા જ પરમાર્થ બુદ્ધિવાળા મિ. ઍન્ડ્રુસે લખેલા એક ન્હાના કાવ્યમાંથી નીચેની પંક્તિઓ ટાંકી આ લઘુ લેખ આપણી ભગિનીઓના હાથમાં સ્નેહપૂર્વક મૂકું છું:

"તેણે પોતાનું ઘર છોડયું અને સાચા ખ્રિસ્તીની પેઠે વિદેશીઓનાં દુખડાં પોતાનાં કરી લીધાં. દૂર હિમાચળમાં દાર્જિલીંગમાં પોતાના મરણ પર્યન્ત તેણે સ્નેહ, શ્રમ, તથા દુઃખને ધૈર્યથી પોતાનાં કરી રાખ્યાં."

ભગિની સમાજ પુસ્તકમાળા, નં. ૧.

( શ્રી ગોખલેની પુણ્યતિથિ તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ને દિને

બહાર પડશે. )

# સ્ત્રીઓ અને સમાજસેવા.

કિંમત ૭ આના.

કર્ત્તા—રા. ભોગીન્દ્રરાવ ર. દીવેટીયા; બી. એ.

મિત્રમંડળમાં, સંસ્થાઓમાં, શાળાઓમાં અગર પુસ્તકાલયોમાં વ્હેંચાવવા માટે ૫૦ અગર તેથી વધારે નકલ એકી વખતે સામટી ખરીદનારને નીચે જણાવેલી કિંમતે મળશે.

| પત્રિકાની | | પુસ્તકની | | |
|---|---|---|---|---|
| નકલ. | રૂ. આ. | નકલ. | રૂ. આ. | |
| ૫૦ ના | ૨—૮ ... | ૫૦ ના | ૧૫–૦ | પોસ્ટેજ |
| ૧૦૦ ના | ૪—૦ ... | ૧૦૦ ના | ૨૪–૦ | પેકીંગ |
| ૨૦૦ ના | ૭—૦ ... | ૨૦૦ ના | ૪૨–૦ | જૂદું. |
| ૫૦૦ ના | ૧૭—૦ ... | ૫૦૦ ના | ૧૦૦–૦ | |

ભગિનીસમાજ પત્રિકામાળાના

વ્યવસ્થાપક.

ગિરગામ, મુંબઇ. ( પો. નં. ૪ )

# ભગિની સમાજ માટે તમે શું કરશો ?

૧ ભગિની સમાજનાં સભાસદ થાઓ.

૨ બની શકે તેટલી તનથી, મનથી યા ધનથી મદદ કરો.

૩ સમાજના ઉદ્દેશ બરાબર સમજી—લોકોને સમજવો.

૪ કન્યાશાળાની કન્યાઓમાં, શિક્ષકોમાં, ટ્રેઈનિંગ કૉલેજની વિદ્યાર્થીનીઓમાં જ્ઞાતિ મંડળોમાં, સ્ત્રી સંસ્થાઓમાં, મિત્રમંડળોમાં—જ્યાં બને ત્યાં—ભગિની સમાજનું સાહિત્ય ( પત્રિકામાળા તથા પુસ્તકમાળા ) સામટું લઈ–લેવરાવી, વ્હેંચો–વ્હેંચાવો.

૫ તમારા પડોસમાની સ્ત્રીઓને સ્નેહથી બોલાવી તેમને રસ પડે ને બોધ મળે તેમ, પત્રિકા તેમજ પુસ્તકો વાંચી સમજાવો, કંઈ ઉદ્યમ શીખવો, લખતાં વાચતાં શીખવો.

૬ વ્યાખ્યાનમાળામાં નિયમિત હાજરી આપી તેનો લાભ લ્યો, બીજી બ્હેનોને લાભ લેવા સમજાવો.

૭ તમારી નજીકના સ્ત્રીશિક્ષણ વર્ગોની અવાર નવાર મુલાકાત લ્યો. ત્યાં શીખતી બ્હેનોને મદદ કરો, તેમનામાં ઉત્સાહ પ્રેરો.

૮ જે કોઈ દુઃખી સ્ત્રી તમોને મળે તેને સાન્તવન આપી સન્માર્ગે દોરો. તેનું દુઃખ દૂર કરવામાં સાધનભુત બનો.

૯ તમારા અનુભવની આપલે કરવા પ્રસંગોપાત એકઠાં મળી વિચાર કરો.

૧૦ ઉપલા કાર્યો કરવામાં ભગિની સમાજ તમોને બનતી અનુકૂળતા કરી આપશે; અને તમો, ભગિની સમાજ માટે કંઈક કરો છો, એવો સંતોષ મેળવી શકશો.

લખી જણાવો તમારી ઇચ્છા.

ઑ. સેક્રેટરી, **ભગિની સમાજ**, ગિરગામ, મુંબઈ.

# ભગિની સમાજ.

## ઠે. ગિરગામ; મુંબઇ.

**પ્રમુખ—**

સૌ. શારદાગૌરી સુમંત મહેતા,
બી. એ.

**ઉપ પ્રમુખ—**

લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ.

**સેક્રેટરીઓ;**

શ્રી. નાની બ્હેન ગજ્જર.
સૌ. સુરજ બ્હેન મણીલાલ.
રા. કરસનદાસ જે ચીતલીયા.
( વ્યવસ્થાપક. )

---

**હેતુ.** સ્ત્રી જાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સંસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થવું.

**સાધન.** પત્રિકામાળા, પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.
વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.
સ્ત્રીશિક્ષણવર્ગોને મદદ કરવી અને વધારવા.
ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાંને તેમ કરવા ઉત્તેજન આપી અનુકૂળતા કરી આપવી.

**સાહાય્ય.** ઉપર જણાવેલો હેતુ સાધવામાં જેઓ અમોને આર્થિક સાહાય્ય કરશે અથવા સાધન પુરાં પાડશે તેનો અમો આભાર સાથે સ્વીકાર કરીશું.

**સભાસદ.** ગુજરાતી ભાષા બોલનાર કોઇપણ વ્યક્તિ, જે સ્ત્રી જાતિના ઉત્કર્ષ માટે પોતાના સમય, સાધન અને શક્તિનો **સંગિન** ઉપયોગ કરી, ભગિની ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, ( મેનેજીંગ કાઉન્સીલ) **કારોબારી મંડળની સંમતીથી** ભગિની સમાજના કાર્યવાહક, સહાયક કે સલાહકાર સભાસદ થઇ શકશે.

ભગિની સમાજ પુસ્તકમાળા, નં. ૧.

# સ્ત્રીઓ અને સમાજસેવા.

કિંમત ૭ આના.

કર્તા—રા. ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ; બી. એ.

(શ્રી ગોખલેની પુણ્યતિથિ તા. ૧૯ મી ફેબ્રુઆરી ૧૯૧૭ ને દિને બહાર પડશે. )

---

## પત્રિકામાળાનું વાર્ષિક લવાજમ રૂ. ૨.

પત્રિકામાળાના ગ્રાહક થવા કરતાં **ભગિની સમાજના સભાસદ** થઇ પત્રિકામાળા તેમજ પુસ્તકમાળાનો વિના મૂલ્યે લાભ લેવા વિજ્ઞપ્તિ છે. **સભાસદ** થવાનું લવાજમ દરેક વ્યક્તિની ઇચ્છા અનુસાર રાખવામાં આવ્યું છે.

સભાસદ થવાનું ફૉર્મ ભરી મોકલાવો. વી. પી. પોસ્ટથી લવાજમ વસુલ કરવામાં આવતું નથી.

**મનીઑર્ડરથી** મોકલાવવા મહેરબાની કરવી.

લખો,

ભગિનીસમાજ પત્રિકામાળાના

**વ્યવસ્થાપક.**

ગિરગામ, મુંબઈ. (પો. નં. ૪)

સ્ત્રીઓ માટે ખાસ પ્રસિદ્ધ થતાં

# ભગિનીસમાજ પત્રિકામાળા

તથા

# પુસ્તકમાળા.

| નામ | લેખક | કિંમત |
|---|---|---|
| શ્રી. ગોખલેનો જીવનસંદેશ. | શ્રી મો. ક. ગાંધી. | ૦-૧-૦ |
| પ્રો. કર્વેનું ચરિત્ર | સૌ. વિદ્યાગૌરી, બી. એ. | ૦-૧-૦ |
| સ્ત્રીશિક્ષણ | ,, શારદા મહેતા, બી. એ. | ૦-૧-૦ |
| શરીર અને ગૃહશૃંગાર તથા બ્હેનોને બે બોલ. | ,, ,, (ત્રણ અંગ સાથે) ,, | ૦-૩-૦ |
| સ્ત્રીઓની પદવી. | રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ. | ૦-૧-૦ |
| બાળ રક્ષણ ( બાળઉછેર ) | મિસિસ જી. કે. ઉપાધ્યાય. ( આઠ અંકનું પુસ્તક ). | ૦-૮-૦ |
| સેવાભગિની નિવેદિતાનું ચરિત્ર. | રા. આ. અ. દવે, બી. એ. | ૦-૧-૦ |
| સ્ત્રીઓ, જાહેર જીવન અને રાજ્યવ્યવસ્થા. | રા. કે. છો. દેશાઈ બી. એ. એલ. એલ. બી. | ૦-૧-૦ |
| સ્ત્રીઓના સમય અને સાધનનો સદુપયોગ. | રા. પ્રા. ફી. દેસાઇ, બી. એ. | ૦-૧-૦ |
| ફીજીબેટમાં આપણી હિંદી બ્હેનોની દુર્દશાનો હૃદયભેદક ચિતાર. | મી. એન્ડ્રુસના ભાષણનો સારાંશ. | ૦-૧-૦ |

વ્યવસ્થાપક.

ઑ. સેક્રેટરી, ભગિની સમાજ, ગિરગામ, મુંબઇ.